શ્રી રાધા કૃષ્ણ જય કુંજ બિહારી.



ધી મોડાસા પ્રીન્ટીંગ પ્રેસ મોડાસા.




જેમનાં હૃદય આ ઝેરી સંસારથી મુક્ત છે
અને જેઓ અહર્નિશ પ્રભુ પ્રેમ રસ
થી મસ્ત છે એવા હરિજનોના
ચરણ કમળમાં આ પુસ્તક
ધરી હું કૃતાર્થ થાઉં
છું.

લી. આપનો,

ભગવદીય સેવક;

રામી કાળીદાસ રણછોડભાઈ.

# શ્રી રામ ભજન લૂંટ.



સંપાદક અને પ્રકાશક:

રામી કાળીદાસ રણછોડભાઈ

મોડાસા.

# ઉપોદ્ઘાત.

(ભાઇચંદભાઈ માણેકચંદ શાહ. બી. એ. એસ. ટી. સી. ડી.)

ઘોર જંગલમા ઘણીવાર માર્ગ જડવો કઠણ થઇ પડે છે ને ત્યારે મુસાફર મુઝાય છે, ત્યાં ભોમીઆની જરૂર પડે છે. ભોમીયો, હોય તો સુખેથી જંગલ વટાવી ને પથિક પોતાની મુસાફરી સફળ કરી શકે, ને કુદરતી આનંદ લૂંટે તે તો જૂદોજ. એમ આ સંસારને પણ વિદ્વાનો ભવાટવી કહે છે. કામ, ક્રોધ, લોભ વિગેરેનાં જાળાંથી માર્ગ ગુચવાઇ ગયો છે, દેખાતોય નથી. આધિ, વ્યાધિ, ઉપાધિના અનેક શૂળો માર્ગની વચ્ચે પડયા છે. એવા વિકટ માર્ગને સંસારની ખટપટોમાં લુબ્ધ મનુષ્ય શી રીતે જાણે! ને કેવીરીતે તે પર ચાલી શકે! અને એમ ન બને તો તે સંસારની મુસાફરી કેવી રીતે પૂરી કરીને પોતાના અસલ ધામમાં—પ્રભુધામમાં જઇ શકે?

આબધા પ્રશ્નો નો તોડ સંત પુરૂષો બહુજ સ્હેલી રીતે લાવ્યા છે તે એક ' હરિનું નામ સ્મરણ એ નામ સ્મરણની શકિત અકથ્યને અગમ્ય છે. અહિંએ આપણે આટલું જ કહી શકીએ કે, હરિના નામ સ્મરણથી ભવાટવીનો માર્ગ મોકળો થાય છે, નિષ્કંટક બને છે ને સ્મરણ કરનારને સીધોજ પ્રભુધામમાં પહોંચાડેછે અને જગતના સર્વ પદાર્થોના સુખ પણ તે ભકતને મળે છે. આમ એક પંથ દો કાજ—જીવનનો આનંદ પણ પરિપૂર્ણ મળે ને પ્રભુ ધામમાં નિર્વિઘ્ને ને સરલતાથી પહોંચાય એવી શકિત ' હરિનામ સ્મરણમાં છે. અને એટલાજ સારૂ ' સબ સાધનમે એક ' એવું સાધન તે ' ' સ્મરણ ' ભકિત અથવા કીર્તન ભકિત છે.

ને તે સર્વને જ્ઞાની કે અજ્ઞાની, યોગી કે ભોગી સૌને સાધ્ય થાય તેવી છે. પ્રભુ કીર્તનથી આપો આપ હૃદયમાં ભાવ પ્રકટે છે તે તેમાં પ્રભુનો પ્રકાશ પડે છે. ને તેમાંથી પ્રભુપ્રેમનાં ઝરણાં ફૂટે છે ને ભક્ત તેમાં તરબોળ થાયછે તેજ ક્ષણે તેને પરમાત્મ સ્વરૂપની ઝાંખી થાય છે. 'સ્મરણ' એવી ઉત્તમ વસ્તુ છે. દુનિયાનાં ઘણાં મનુષ્યોને તે 'સ્મરણ' ની માત્રા પથ્ય આવીછે ને તેનાથી ઘણાનો જન્મ મરણનો રોગ ટળ્યો છે. તો પછી સંસારી જનોએ તો તેનેજ વળગી તેનાથીજ પોતાનું કલ્યાણ સાધી લેવું રહ્યું. બીજાં સાધનો એવડાં મોટાંને કઠણુ છે કે તે સંસારના પામર જીવોથી બની શકે તેમ નથી.

પ્રભુ ભજન એક અમૃતફળ—આમ્રફળ જેવું અર્થાત વેદ શાસ્ત્રના સારરૂપ છે. જુઓ

ભજન ૧લુ—આંબો અખીલ ભોવન થકી ઉતર્યો

× × × ×

મહા મુનીએ નિગમ બીજ રોપિયું.
વેદ વ્યાસ તણા મુખ માંય

× × ×

શ્રીમદ્ ભગવત રૂપી ફળ થયુ

× × ×

શુક પક્ષી લઇ ઉડી ગયા.

× × ×

જઇ પડયાં પરીક્ષીતના મુખમાંય.

વળી જુઓ ભજનની મહન્તાઃ કીર્તન ૯ મું.

" જેમ ખેતરનાં દાણા થાયછે તેને ચુડા આવીને ખાયછે રે

× × × ×

" આ દેહ રૂપી દાણા ખાયછેરે પાપરૂપી પંખી પરમાણુ રે

" તેને તાળી પાડી ને ઉડાડજો રે.

આ બધુ ગ્રંથમાં આવાંતો ઘણાં સુંદર ભજનો છે. વિસ્તાર ના ભયથી દરેકનો સ્વાદ ન ચખાડી શકાય.

શ્રી॰ કાલીદાસ ભાઇ આવાં સારાં પદોનો સંગ્રહ કરી તેને ગુંથી રસિક હરિજનો સમક્ષ મૂકે છે, તેનો લાભ લેવાનો કોણ ચૂકે! અમૃતનું પાન ગમે તેટલું થાય પણ તે અકારૂં કોને લાગે! છાપખાનાના જમાનામાં ભજનાવલીઓની ખોટ નથી છતાં એ વસ્તુ જ એવીછે કે હરિજનોમાં આવકાર દાયક થઈ પડે છે. કીર્તનોનો સંગ્રહ સ્તુત્ય છે અને દરેક વૈષ્ણવને તે સુગમ્ય રૂચીકર તો થઇ પડશે એવી આશા છે.

ભારતની સંસ્કૃતિ રૂપી ઢાલની બે બાજુએ ઇશ્વરી અવતારો મૂકીએ તો અસ્થાને નજ ગણાયઃ ભગવાન શ્રી રામચંદ્રજી ને ભગવાન શ્રી કૃષ્ણચંદ્રજી ભારતના બે મહાન આદર્શો છે. ને તે સત્યને પ્રેમના સૂચક છે અને આ બન્ને તત્વો પર પૃથ્વીનુ બંધારણ અવલંબેલુ છે. એ નવું કંઈજ નથી માત્ર હરિજનોના હૃદયમાં પ્રભુ પ્રતિ અનુરાગ ને ભકિત વધે એજ હેતુ આ ગ્રંથમાં રહેલોછે અને તેમાંજ લેખકના શ્રમની સાર્થકતા ગણી શકાય. **સુજ્ઞેષુ કિં બહુના.**

॥ શ્રી રણછોડજીને નમઃ ॥

# શ્રી રામ ભજનનો લૂંટ.

## ભાગ ૧ લો.

---

અર્થ ન ધર્મ ન કામ રૂચી, ગતી ન ચહું નીર્વાણુ;
જન્મ જન્મ રતી રામ પદ, એ વરદાન દયાલ. સીયા૦
મેં અપરાધી હીન મતી, પડયો મોહને પાશ;
મમ કૃત દોષ ન માનીએ, હે પ્રભુ દીન દયાલ. સીયા૦

## કીર્તન ૧ લું.

આંબો અખીલ ભોવન થકી ઉતર્યો,
તેનો વૃજરે ભોવનમાં છે વાસ.
અનાદી આંબો બહુ ફળ્યોરે,
આંબો ધ્રુવ ને પ્રહલાદે અનુભવ્યો
તેને વેડે નારી વ્રજનાર, અનાદી.
આંબો જસોદાજીએ સેચીઓ;
તેના નંદ ગોપ રખવાર. અનાદી.
મહા મુનીએ નીગમ બીજ રોપીયું.
વેદ વ્યાસ તણા મુખમાંય. અનાદી.
તેના ચતુર શ્લોકી ચાર પત્ર થયા,

દ્વાદશ સ્કંધ તે ડાળાં બાર. અનાદી.
ત્રણસેં ત્રીસ અધ્યાય તેનાં ઝુમખાં,
શ્લોક પત્ર અઢાર હજાર. અનાદી.
શ્રીમદ્ ભાગવદ્ રૂપીરે ફળ થયું.
શ્રુતી સમૃતી સઘળાં છે પત્ર. અનાદી.
વેદ પુરાણ તેની શાખ થઇ,
તેની છાયા થઇ છે સર્વત્ર. અનાદી.
શુક પક્ષી લઇ ઉડી ગયાં,
જઇ બેઠા ગંગા તટ જયાંહ, અનાદી.
તેને ચાખતામાં પ્રસરીયો;
પડયો પરીક્ષતના મુખમાંય. અનાદી.
એવા કલ્પતરૂ શ્રી કૃષ્ણજી,
પુરણ પુરષોત્તમ ભગવાન. અનાદી.
આંબો ગાય શીખે ને સાંભળે,
તેનો થાજો વૈકુંઠમાં વાસ. અનાદી.

## વ્યસન કેવું કરવું.

આ દુનીઆમાં માણસ માત્રને નીશો કરવાની જરૂર છે. નીસા વીના મનને પરમાનંદ રહેતો નથી પણ નીસો કેવો કરવો કે જેનાથી જીવાત્માને પરમપરા સુખ રહે પણ એવો નીસો નહી કરવો જોઇએ કે પંચમહાભુતના શરીરની ખરાબી લોક અપવાદમાં હલકઇ થાય તેવો નીસો કરવાની જરૂર નથી. નીસો કોણે કરી જાણ્યો? વાલા

વૈશ્નવો! જ્ઞાન ને વૈરાગ્યની ઝીણી નજરથી તપાસો તો ખરા કે વીદુર પત્નીએ એવો નીસો કર્યો કે કૃષ્ણ પરમાત્તમા તેમને ઘેર આવ્યા ત્યારે કેળાંના ગલ સાટે છોતરાં જમવા આપ્યાં ને ગલ ફેંકી દીધો. હે હરીજનો નીસો કેવો કરવો અને તે નીસો મળવાનું ઠેકાણું સંતસંગમાંજ સમાએલો છે.

સંસારીક નીસો કરવાથી લોક અપવાદ, શરીરની ખુવારી, દ્રવ્યની હાની, ધરમની હાની નીચેના પદમાં સમાએલી છે તો તેનો સાર લઈ યોગ્ય રસ્તો ઝાલવા કૃપા કરશો.

---

## કીર્તન ૨ જું.

ગાંજા મત પીઓ કલેજા જલ જાયગા,
કલેજા જલ જાયગા કલેજા જલ જાયગા. ગાંજા.
ગાંજા કહે મેં રંગા ભંગી મેરા નીશા ખુબ હોયગા,
દમ મારે જબ ગમ પડેગા ડફલ હો જાયગા. ગાં.
અફીણ કહે મેં પુરા વીગસ મેરા નીસા ખુબ હોય,
જુવાનીમેં ઝટપટ મારે બુઢાપણુમેં પસ્તાયગા. ગાં.
શરાબ કહે મેં સુરા પુરા મેરા નીસા ખુબ હોયગા,
સડકોંપે લથડીયાં મારે, ખડેમેં ગીર જાયગા. ગાં.
રામ ભજનકા એસા નીસા સુખ શાંન્તી તુ પાયગા,
સખી મણીકે સ્વામીકુ ભજતાં જન્મ મરણ મીટ જાયગા. ગાં.

## કીર્તન ૩ જું.

મારે માથે ગુરૂજીની શીતળ છાયા—

સમજ્યા વિના બધા દીન ગમાયા.

સમીસાંજે ખાતર પડયું, પરોઢીએ સંભાળ્યું; ( ૨ )

વ્હાણું વાયું ને એની વારે ધાયા. (સમજ્યા)

આગ લેશે લુંટી ને રહેશો માથા કુટી; ( ૨ )

સર્વે દેશોના વાયરા વાયા (સમજ્યા)

આવશે કાળની હુંડી તેમાં વેરાશે મુડી; ( ૨ )

ડહાપણ ડોળવાને બેઠા ડાહ્યા. (સમજ્યા)

સુપડામાં સોહીએ ત્યારે સાચું કાઢી જોઇએ; ( ૨ )

મુશળના માર પડયા કયાંથી ખમાયા. (સમજ્યા)

રામદાસ ચરણે રામ ભાદ્રવે ગાયા; ( ૨ )

અલખ પુરૂષ મારે આંગણે આવ્યા. (સમજ્યા)

---

વાર વાર વર માગવું હર્ષ દીયો શ્રી રામ;

પદ સરોજ અતી પાવની, બકતી સદા સતસંગ. સીયા૦

એક મંદમેં મોહ વશ, કુટીલ હૃદય અજ્ઞાન;

પુની પ્રભુ સ્નેહ વીસારઉ, દીનબંધુ ભગવાન. સીય૦

## કીર્તન ૪ થું.

કૃષ્ણ પ્રભુ છોડીરે મનનાં આંબળા,

ભક્તી વહાલી લાગી સામળારે વાલા. કૃષ્ણ.
પેસી પાતાળ પ્રભુ કાળીનાગ નાથ્યો,
તે દહાડાના થયા સામળારે વાલા. કૃષ્ણ.
પાન્ડવોની તમે પ્રતિજ્ઞાયો પાળી,
લાખા ભોવનમાં ઉગારવારે વાલા. કૃષ્ણ.
રાજા તાતી કઢા તમે શીતળ કીધી,
સુધનવાને ઉગારવારે વાલા. કૃષ્ણ.
રાજા રાવણને રણમાંરે રોળ્યો,
વીભીક્ષણને રાજ આપવારે વાલા. કૃષ્ણ.
હીરણાકશ્યપને નખે વધેર્યો,
પ્રહ્‌લાદને ઉગારવારે વાલા. કૃષ્ણ.
કુંવરબાઇનાં વાજે મામેરાં પુર્યાં,
નરસિંહની લજ્યા રાખવારે વાલા. કૃષ્ણ.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
ચરણ કમળ ચીત રાખવારે વાલા. કૃષ્ણ.

## કીર્તન ૫ મું.

તારા ખોટા છે ખારવા વહાણનારે,
બેડી બુડી માયાની મોહ જાળમાંરે. તારા૦
સઢ તુટશે ને થાંભલો ભાગશેરે,
તને ઝાઝું જોખમ વીરા લાગશેરે. તારા૦
મધ્ય દરીયામાં વહાણ તારૂં ડુબશેરે,

તારી કાચી કાયાનું વહાણુ ભાગશેરે. તારા૦
આ જુઠી તે જાણુ તારી દેહડીરે,
કેમ તરશે તે તારી જાતડીરે. તારા૦
દાસ તુલસી ગોસાઇ એમ બોલીયારે,
કે તરસે હરીજનના હેલીઆરે. તારા૦

## કીર્તન ૬ ઠું.

હરખે પ્રભુ ભજી લ્યો રે, આવી તક નહીં આવે વળતી,
વીજળી ઝબુકે મોતી પરોઇ લો, મનુષ્યાદેહી નથી મળતી. હરખે.
સંત સમાગમ સંતથી કરીએ, વેગળા રહીએ કરથી, હરખે.
ડાહ્યા થઇને ડહાપણુ કરો છો, માયા હીરલે મળતી. હરખે.
એળે વેળે શીદ ખુવો છો, હારી જાશે। ભવથી. હરખે.
કહે દ્વારકો હરી ભજ્યા વીણુ. ચોરાસી નથી મટતી. હરખે.

## કીર્તન ૭ મું.

મારા રામારે પર્ણકુટીની વાટે ,વેલા આવજો,
મારા રામારે પ્રેમીજનને પ્રેમ કરી બોલાવજો,
મારા રામારે પ્રેમીજનનાં હૈડાં તો હરખે ભર્યાં.
મારા રામારે તે દેખીને ચીતડાં મારાં ત્યાં ઠર્યાં,
મારા રામારે ગોધાવરીની અખંડ આરતી થાય છે,
મારા રામારે દર્શન કરવા નર નારી સૌ જાય છે,
મારા રામારે પર્ણકુટી ઉપર મૃગ ચારવા જાય છે.

## કીર્તન ૮ મું.

ભરૂસાના નાથ છો તમે ભેદ, એક અરજ વાલા મારી એ છે,
મારે માથે જે કાળનો ભે છે, દહાડી ગંભાળતા દુઃખ દેછે. ભ.
જગજીવન જાનકી નાથ, પલ પલ ઇચ્છું વાલા સાથ.
જીતે નાથે કહેવાયે અનાથ. ભરૂસા.
વાલા પ્રહલાદ ભકતના સારૂં, મારા નાથે નૃસિંહ રૂપ ધર્યું.
અંગ હીરણ્યકશ્યપનું ચીર્યું. ભરૂસા.
અજામેલ અધર્મી ઓધાયો, સુત નારાયણ નામ પુકાર્યો;
તન તજતામાં તેરે તાર્યો. ભરૂસા.
તાતી તેલ કઢાવી તાર્યો પોતે જઇને શુધન્વા ઉગાર્યો;
નાથ મારો શો વાંક વિસાર્યો. ભરૂસા.
મહેતા નરસઇની હુંડી વખાણી, નાતી વેળા આપ્યાં પાણી
મામેરૂં પુર્યું તે પ્રીતે પીછાણી; ભરૂસા.
અનેક ભકતોને કરૂણા કીધી, વાલે નીરમળ નામના કીધી;
કહોને લાંચ પ્રભુ કોને લીધી. ભરૂસા.

---

## કીર્તન ૯ મું.

તાળી પાડીને રામનામ બોલજોરે,
ત્યારે અંતરના પડદા ખોલજોરે. તાળી.
જેમ ખેતરમાં દાણા થાય છે રે,
તેને ચુડા આવીને ખાય છે રે.. તાળી.
તાળી પાડે કે તરત ઉડી જાય છે રે,

આ દેહરૂપી દાણા ખાય છે રે. તાળી.
પાપરૂપી પંખી પરમાણજો રે,
તેને તાળી પાડીને ઉડાડજો. તાળી.
નીત પ્રીતે હરી ગુણ ગાય છે રે,
ચૌદ લોકનો નાથ ખુશી થાય છે રે, તાળી.
તેનો વૃથા જન્મ વહી જાય છે રે.
રૂષીરાજ ભજનમાં ગાય છે રે. તાળી.

---

## કીર્તન ૧૦ મું.

બાનાની પત પ્રભુ રાખીએરે, બાનાની પત પ્રભુ રાખો મારા વાલા
બાના માટે દુખ દેશોરે, કોણ જપે તમારો જાપ મારા વાલા.
પ્રલ્હાદ કેરે કારણે રે, સ્થંભમાં પુર્યો વાસ મારા વાલા બા.
તાતી કઢા સીધીરે કીધી, સુધનવાને કાજ મારા વાલા, બા.
રોહીદાસની પાંતીલી લીધીરે, ના જોઈ જાત કે ભાત મારાવાલા
પંચાળીના પટકુળ પુરીયાંરે, રાખી સભામાં લાજ મારાવાલા.
ઝેરનાં અમૃત કીધાંરે; આપ્યાં મીરાંને હાથ મારા વાલા બા.
મહેતાને મંડલીકે ઘેરીયારે; કેદારો લાવ્યા મધરાત મારાવાલા.
અનેક ભક્તોને તારીયારે, ત્યારે દઢ આવ્યો વિશ્વાસ મારા વાલા
તુલસીના સ્વામીને કરજોડીયારે, પુરો અંતરની આશા મારાવાલા,
બાનાની.

---

## કીર્તન ૧૧ મું.

સંસારના આ ધામમાં વિશ્રામ તે ઘડી ચારનો
ઉંઘો ન આગ્યો કામથી આરામના પળવારનો
આળશ તજીદે તું સજી તજી તંન આ સંસારનો
જાવું જરૂર પડશે તુને ડંકો થતાં દરબારનો.

## કીર્તન ૧૨ મું.

# મોક્ષનો હીરો

આયુષ્ય એવી ચીજ છે કે કરોડો સુવર્ણ મોહોર આપ્યા છતાં પણ આયુષ્ય મળતું નથી, મહારાજા ભતૃહરિએ કહ્યું છે, તે સો વર્ષના આયુષ્યના હિશાબથી કહ્યું છે, પરંતું હાલ તો આપણાં ઘોર પાપ અને અયોગ્ય વર્તનથી આયુષ્ય કમતીમાં કમતી અને વધારેમાં વધારે અનુંમાન હિસાબે ૬૦–૨–૨૦ દીવસનું થઈ ગયું છે તે નીચે પ્રમાણે આયુષ્યનો હિસાબ.

**બાલ્યાવસ્થા**—ત્રણ વર્ષ બાલ્યાવસ્થામાં જાય છે.

**નિંદ્રા**—દરરોજ આઠ કલાકના હિસાબે આખા આયુષ્યમાં ૨૦ વર્ષ નિંદ્રામાં જાય છે.

**વિદ્યા** દશ વર્ષથી ત્રીસ વર્ષ સુધી દરરોજના ૧૦ કલાકના હિસાબે ૮ વર્ષ પાંચ માહના જાય છે.

**વ્યોપાર નોકરી**—ત્રીસ વર્ષથી ૬૦ વર્ષ સુધી દરરોજના આઠ કલાકના હિસાબે દશ વર્ષ જાય છે.

**સોચ**—અર્ધો કલાકના હિસાબે એક વર્ષ ત્રણ મહિના જાય છે.

**દાતણ કરવા**—દશ વર્ષથી સાઠ વર્ષ સુધી દશ મીનીટના હિસાબે પાંચ મહિના પાંચ દીવસ જાય છે.

**સ્નાન**—અર્ધા કલાકના હિસાબે એક વર્ષ ત્રણ મહિના જાય છે.

**ભોજન**—એક કલાકના હિસાબે આખા આયુષ્યમાં બે વર્ષ ૭ મહિના જાય છે.

**હરવું ફરવું**—વાત ચિત, નાટક તમાસા, વ્યર્થ વાત ચિત વિગેરે રોજના બે કલાકના હીસાબે પાંચ વર્ષ જાય છે.

રોગ—દરરોજના બે કલાકના હિસાબે પાંચ વર્ષ આખા આયુષ્યમાંથી જાય છે.

ગૃહકાર્ય—ત્રીસ વર્ષમાં સાઠ વર્ષ સુધી બે કલાકના હિસાબથી બે વર્ષ ૭ મહિના થાય છે.

## એકંદર ૫૯ વરસ ૧ માસ ૫ દિવસ.

આ હિસાબથી ૫૯ વરસ ૧ માસ પાંચ દીવસ કેવળ સંસારીક પ્રંપચો અને મોજમજાહમાં ચાલ્યા ગયા ભાઇઓ ! એથી વિચાર કરવાનો છે કે પરમાત્માનું ભજન દશ વર્ષથી લઇ સાઠ વર્ષ સુધી રોજ અર્ધો કલાક ભજન કરીએ તો સાઠ વર્ષમાં એક વર્ષ પંદર

દિવસ પરમાત્માનું ભજન કીર્તન, સ્મરણ, પુજન આદિમાં જાય તો ૬૦ વર્ષ બે મહિના ૨૦ દીનની તમામ જીંદગીની સફળતા છે, નહી તો તમામ ટાઇમ ફોગટ અને વ્યર્થ જતો રહે છે.

---

## કર્તન ૧૩ મું.

સીતારામને ભજીને લાવો લીજીએ રે, (૨)
મુખે રામકૃષ્ણ રામકૃષ્ણ કીજીએ રે. સીતા.
તારો અવસર પલ પલ જાય છે રે, (૨)
તારા ઘટમાં બેઠો ખાય છે રે. સીતા.
તારૂં જોબન જાશે ને જરા આવશે રે, (૨)
તને ભાણે ભોજન નહિ ભાવશે રે. સીતા.
તારાં વાલાં વેરી થઇ લાગશે રે, (૨)
તારી દેહ દેખીને દૂર ભાગશે રે. સીતા.
કાંઇ ધર્મ કરો તે આડું આવશે રે, (૨)
તે તો જમના તે માર મુકાવશે રે. સીતા.
કહે **રામદાસ** સખી નરનારનેરે, (૨)
સીતા રામને ભજેથી બેડો પાર છે રે. સીતા.

---

## કીર્તન ૧૪ મું.

પ્યારા લાગે છે રઘુવીર મોરી સજની,
વાલા લાગે છે રઘુવીર મોરી સજની;

વાલા લાગે છે રઘુવીર મોરી સજની;
રામજીકું સોહીએ કેશરીઆ વાવા. (૨)
સીતાકુ દક્ષણી ચીર મોરી સજની પ્યારા
છોટે છોટે તીરકસ ને છોટી ધનુઇઆ, (૨)
છોટેસે લક્ષ્મણ વીર મોરી સજની પ્યારા.
સરજુકે તીરે અયોધ્યા નગરી. (૨)
ચોકીપે હનુંમંત વીર મોરી સજની. પ્યારા.
**તુલસીદાસ** કહે ભજ ભગવાનને, (૨)
ભાગે જનમની ભીડ મોરી સજની. પ્યારા.

## કીર્તન ૧૫ મું.

ગીરધારી ગીરધારી ગોપાળલાલ ગીરધારી રે,
ભકત તણા છો હીતકારી, ગોપાળલાલ ગીરધારી રે.
શબરી તે બાઇનાં જુઠાં બોરાં (૨) પ્રેમે આરોગ્યાં મોરારી ગો.
છત્રપતીના મેવા તજીને (૨) ખાધી વીદુર ઘેર ભાજી. ગો.
દ્રોપદીની દીન વાણી સુણીને (૨) વારે ધાયા વનમાળી. ગો.
નરસીંહ મહેતાની હુંડી હોંશેથી (૨) શામળીએ સ્વીકારી. ગો.
દાસાનુંદાસ કહે ગુરૂ પ્રતાપે (૨) મોટી છે ઓથ તમારી. ગો.

## કીર્તન ૧૬ મું.

નંદકુંવર તારૂ નામજ સાંભળી આશા ભર્યા અમે આવ્યા રે;
વાલા આશા ભર્યા અમે આવ્યા રે

વનમાં વેણુ વગાડી રસીયા (૨) શા અર્થે તેડાવ્યારે વાલા (૨)
ગૌ દોવંતા દુણીરે ભુલ્યા (૨) વાછરડાં ધવરાવ્યાંરે વાલા (૨)
વાજતાં વલોણાં મેલ્યાં (૨) છાછરૂમાં ઘી તાવ્યાંરે વાલા (૨)
રણછોડના સ્વામી સુંદરવર (૨) દાસે ગુણ તમારા ગાયારે વાલા.

## કીર્તન ૧૭ મું.

રાધે ગોવીંદ રામ રાધે ગોવીંદા. રાધે.
વંદ્રાવનચંદ રામ રાધે ગોવીંદા. રાધે.
માખણકો ચોર રામ રાધે ગોવીંદા. રાધે
બંસી બજાઈઓ રામ રાધે ગોવીંદા. રાધે.
મોર મુગટ રામ રાધે ગોવીંદા રાધે.
ગોપીઓકેનાથ રામ રાધે ગોવીંદા. રાધે.
કંસ કેરો કાળ રામ રાધે ગોવીંદા. રાધે.

## કીર્તન ૧૮ મું.

એસી બનજાયગી, ગોવીંદ ગુણગાયસે.
ગોવીંદ ગુણ ગાયસે ગોપાળ ગુણગાસે, એસી.
ધ્રુવકી બન ગઈ પ્રલ્હલાદકી બન ગઇ;
પુતનાકી બન ગઇ દુધકે પીલાયસે. એસી.
ગજકી બન ગઇ ગોપીકી બન ગઇ
કુબજાકી બન ગઇ ચંદન ચઢાયસે. એસી.
પાન્ડવકી બન ગઈ વીદુરકી બનગઇ:

કરમાકી બન ગઇ ખીચડા ધરાયસે. ઐસી.
અહલ્યાકી બન ગઇ સવરીકી બન ગઇ,
ગુણકાકી બન ગઇ પુષ્પો ચઢાયસે. ઐસી.
મીરાંકી બન ગઇ સેનાકી બન ગઇ,
નરસીંહકી બન ગઇ કીર્તન સુણાસે. ઐસી.
સંકાકી બન ગઇ બંકાકી બન ગઇ,
અજામીલકી બન ગઇ નારાયણ પુકારશે. ઐસી.
સુદામાકી બન ગઇ સજનાકી બન ગઇ,
**તુલસીકી** બન ગઇ પવન કુમારસે. ઐસી.

## કીર્તન ૧૯ મું.

જય ગોવીંદ પરમાનંદ સંતને સુખકારી.
સંતને સુખકારી રામા સંતને સુખકારી. જય૦
ગ્વાલ બાલ સંગ ખેલે નંદજીકે લાલા. જય૦
કાલીનાગ નાથ લાએ કૃષ્ણ મોરે પ્યારા. જય૦
અરસે ગજરાય લીઓ કરમાં બંસી વાલે. જય૦
ધનદાસ સુરકે સ્વામી મોર મુગટ વાલે. જય૦

## કીર્તન ૨૦ મું.

તમે નામ રામનું રે લેતાં ડરશોમાં,
તમે ડરતા હોતો ફરી લેશોમા. તમે૦
સંસારી કહે છે રે ભગતડાં જુઠાં છે,

તમે જુઠાં ન જાણજો રે તેનાં મુળ ઉંડાં છે; તમે૦
સંસારી કહે છે રે, ભગતડાં નાચે છે,
તમે નાચ્યાં ન જાણજોરે પ્રભુજીને જાચે છે. તમે૦
સંસારી કહે છે રે, ભગતડાં કાલાં છે,
તમે કાલાં ન જાણજો રે રામને મન વાલાં છે. તમે૦
સંસારી કહે છે રે, ભગતડાં ઘેલાં છે,
તમે ઘેલાં ન જાણજો રે, રામને મન પેલાં છે. . તમે૦
સંસારી કહે છે રે, તમારા રામ મેલા છે,
ભગતસૌ કહે છે રે, અમારા રામ સેલા છે. તમે૦

## કીર્તન ૨૧ મું

ભાવે ભજતાં ત્રીભોવનનાથ શરમ તેમાં શાની રે,
વાલો રીઝવતાં વિશ્વનાથ શરમ તેમાં શાની રે.
ધનવાન અને વિદ્વાન, શ૦ સેવે બુઢા અને જવાન શ૦
ભજી ગયા જેને મોટા ભુપ, શ૦ ધ્રુવ પ્રલ્હાદ રાજાના પુત્ર. શ૦
ઓધવ અક્રુર અને અમરીષ, શ૦ રાજા ખંડવાંગ ને પરીખ. શ૦
તજ્યું ભરતે જેને માટે રાજ, શ૦ મીરાબાઇએ ન રાખી લાજ શ૦
કહે દાશ નથી બુરૂ કમ, શ૦ ભાવે લેતાં પ્રભુનું નામ શ૦
કહે કરજોડી દાસાનુદાસ, શ૦ અંતે જાવું પ્રભુની પાસ. શ૦

## કીર્તન ૨૨ મું.

આવોને મારા રઢીયાળા રામ રે,
વાલા તમારી જુગમાં ન મળે જોડ રે. આવો૦

પીળા પીતાંબર શોભે દશરથ રામ રે,
મેં બલીહારી જાઉં શ્રી પર્ણકુટીના વાલા રે. આવો૦
મોર મુગટને હાથે ધનુષ વાલા રે,
ખમાહો વાલા અયોધ્યાના ગીરધારી રે. આવો૦
હાથે ધનુષ ને બાહેલક્ષ્મણ બંધ રે,
નીરખે તેનાં નયણાં થાય પ્રસન્ન રે. આવો૦
ફુલના ગજરા ફુલના હાર ને તોરા રે,
ખભે શોભે સોનાની જનોઇઓ રે. આવો૦
ત્રીકમ તારા તેજ તણો નહી પાર રે,
માણેક મોતી હીરલે જડીયા હાર રે. આવો૦
ફુલે ગુલાબ ને ફુલે ભરાવું ફુલવાડી રે,
જન **રૂઘનાથને** દરશન દેજો દાડી રે આવો૦

## કીર્તન ૨૩ મું.

મારા મનને જાણે મરવું નથી રે,
જેમ પીપળના પાનને ખરવું નથી રે. મારા૦
જે ઠેકાણે ઓઢાડી મંગળ ચોટડી રે,
તે ઠેકાણે પોઢાડે મારી કાડડી રે. મારા૦
જે ઠેકાણે વાજીંત્ર મારાં વાગીયાં રે,
તે ઠેકાણે લેવાશે મારાં છાજીયાં રે. મારાં૦
મારે વાલી વિના કેમ ચાલશે રે,
તેનો ચુડો ભાગી ખુણે ઘાલશે રે. મારા૦

જે ઠેકાણે લખી કંકોતરી રે,
તે ઠેકાણે લખાશે કાળોતરી રે. મારા૦
રૂષીરાજના વચન સાચ જાણજો રે,
ગુણ હરીના ગાએલા સાથે આવશે રે. મારા૦

## કીર્તન ૨૪ મું.

ક્યારે તમે પરવારશો, આ કાળ તારી કેડે પડયો છે;
દીન દીન ઘણા ગુંચાશો રે, ,, ,, ,, ,,
દુર્યોધન શીર છત્ર ધરાતું, તોએ તૃષ્ણાં ન તુટી. કાળ.
ચઉદ ચોકડીપર રાજ્ય રાવણનું, કાળે નાખ્યો તેને કુટી. કાળ.
એક મળે તે અનેકની આશા, પરણે તો પુત્રની આશા. કાળ.
પુત્રના પુત્રની વાડી જોવી છે, જોવા છે જુઠા તમાશા. કાળ.
ગામડાયા ને દેશડાહ્યા થવું છે, ડોળવા છે દુઃખના દરીઆ. કાળ.
દાસાનું દાસ કહે ગુરૂ પરતાપે, આ ભાવછે દુઃખનો દરીઓ. કાળ.

## કીર્તન ૨૫ મું.

વારી જાવું રે વાલા તારા નામને રે.
ગોકુળ કીધું છે સાયલા ગામને રે. વારી૦
લાલાને આંગણે તો લીમડાની લેર છે રે.
ઘણા સાધુજન ઉપર મેર છે રે. વારી૦
લાલાને આંગણે તો ધુપ દીવા થાય છે રે.
ઘણા સાધુજન શીરો પુરી ખાય છે રે. વારી૦

મારા કરમે ગુંચાએલાં કોકડાં રે.
શું કરશે દુરીજન લોકડાં રે. વારી૦
દાસ તુલસી ગોસાઇ એમ બોલીયારે.
મારા અંતરના પડદા ખોલીયા રે.

## કીર્તન ૨૬ મું.

પીળે પટકેવાંલે છબી પ્યારી કબ દીખાવોગે,
કબ દીખાઓગે કનૈયા કબદીખાઓગે. પીળે૦
મોર મુગટ સીર ધર્યો રત્નસે જડાવ,
ગલેમે માળ તીલક ભાલમેં લગાવોગે. પીળે૦
મકર કુંડલ પીત વસ્ત્ર કમર મેખલા,
કમલનૈન મધુર બેન કબ સુનાઓગે. પીળે૦
સંખ ચક્ર ગદા પદ્મ હાથમેં ધરે,
લક્ષ્મી સંગ શામ રંગ કબ સોહાઓગે. પીળે૦
બ્રહ્માનંદ હરેક પ્રભુ દાસપે દયા,
પગબે કડે ગરૂડ ચડે વેગે આવોગે. પીળે.

## કીર્તન ૨૭ મું.

અહો રામ રામરે જોને આ સાર સંસારનો. સીતારામરે સી.
તારો મુવે કોને શોકરે ચોકમાં ચીજો ઉતારસે. ,,
મીથ્યા મુકસે પોકરે જોને આ સાર સંસારનો, ,,
અહો રામ રામરે રોતાં રળેલું પુછશે, ,,
માગી લેશે હીસાબરે તું કહીશ કે કેડે વાપરો, ,,

તેનો નહિ દે જવાબરે જોને આ સાર સંસારનો ,,
અહો રામ રામરે એમ કરતાં મુકી દેહડી, ,,
સગા સહોદર સાથરે નકામો જાણી ઉપાડશે, ,,
ઘડી રાખે નહિ કોયરેજોને આ સાર સંસારનો, ,,
અહો રામ રામરે નારી તારી નવે લુગડે, ,,
સજી સોળ સણગારરે કારારિ કંકણ પહેરીને, ,,
એતો નીસરે ઘરની બહારરે જોને આ સાર સંસારનો, ,,
અહો રામ રામરે કપાળે કુમકુમ રોળીને, ,,
સીચે સેંચે ધુપેલરે જાણે વહુ વીવાહ તણી, ,,
જુઓ રાંડયાના ખેલ રે જોને આ સાર સંસારનો, ,,
અહો રામ રામરે ઓરો કરીને લોક આવશે, ,,
સગાં સહોદર સાથ રે મારે તડાકા ટાઢા થઇ, ,,
જોઇ નાત રહી વાટરે જોને આ સાર સંસારનો, ,,
અહો રામ રામરે ખેબર પડાવો ગબપાપડી, ,,
પડાવો પકવાનરે ગળ્યાં જમણ મુવા તણાં, ,,
આને કાંણુ કે જાન રે જોને આ સાર સંસારનો, ,,
અહો રામ રામરે મીઠા મોઢાં થાય લોકનાં, ,,
જશ લે પરિવાર રે તારા કરમના કોયલા, ,,
પોતાને ખાવા માટ રે જોને આ સાર સંસારનો ,,
અહો રામ રામરે નામ તારૂં નેવે મુકાઉં ,,
ટાળી તનનો ઉચાટ રે નાત જાત ખવરાવે ખુશથી, ,,
તારૂં દુઃખ દીન ચાર રે જોને આ સાર સંસારનો, ,,

# કીર્તન ૨૮ મું.

સમજે તો સમજાવું મનડા મારા રે,
ના સમજે તો મારે શું ભોગ તારા રે. ૧

વાટ જુવે છે તારી વનની કાંઠી રે,
નહી છોડશે નનામીની ઘાંઠી રે. ૨

આંપણુ તારૂં વણઇ ચુક્યું છે પાપી રે.
મુજની દોરી સુપ તણે ઘેર આપી રે. ૩

તો એ તુંતો મશ્કરીમાં મહાલે રે,
એકનું મંડાવે ને બીજાનું ઘર ઘાલે રે. ૪

ડહાપણુમાં ને ડહાપણુમાં સૌ ખોયું,
પાછું વાળીને શું થાશે તે નવ જોયું રે. ૫

તું ધારે કે સુખી કરૂં સુત દારા રે,
આવી પહોંચશે કાળી ડગલી વાળા રે. ૬

સગાં સબંધી તારા ટગ ટગ જોયા કરશે રે,
ચોટલી ઝાલીને જમડાતો ઘસડશે રે. ૭

ધગધગતા અંગારા આવશે જયારે રે,
બુમો પાડશો તે છોડાવશે કોણુ ત્યારે રે. ૮

આંસુનું લોનારૂં ત્યાં નથી તારૂં રે,
માટે સમજીને સંગ કરો તો સારૂ રે ૯

ભુખો લાગશે ને પાણી ક્યાં જઇ પીસો રે,
ગોખરૂની વૈતરણુમાં શું કરશો રે. ૧૦

દીન ઉપર દીન રાત જાય છે વહાણું રે,
કયાં જાસો પછી ઓંચીંતુ આવશે આણું રે. ૧૧
શ્રી સરજને પ્રતાપે સુખડાં આવ્યાં સારાં રે,
જમનાં ધાડાં સુમતીએ હડાવ્યાં રે. ૧૨

## થાળ

તુંતો હાલને મારે છેતર રે હો કરહણીયા.
કરહણીયારે મને દરહણ દેજે ને.
કયારની રઈસુ તાચી.
તારે નેમારે સગપણ સાચું,
જાણે જહોદ્દા કાચી, રે હો–તુંતો૦
જાહકઝીનો મેંતો સીચડો રાંધ્યો ને'
મહ્ચોળા માંઇ નાછ્યો,
આપણે બે જણ ભેળાં બેસી જમહુ,
પેલાં છોરૂડા ઉડાડશે માંછ્યો રે હો–તુંતો૦
નવા તે ઘઉંને મેં પુખજ પાડયો,
ને માળા હેઠળ મુચ્યો,
તારે કાજે કરહણીયા મેં,
હરવે હરવે પુચ્યો. રે હો–તુંતો૦
સામે તે સેરડે બોરડીરે પાચી
ને તેનાં તે મીઠાં બોર
આપણુ બે જણ બોરાં વેંણી ખાઇસુ,
પેલાં છોરૂડાં ચારસે ઢોરાં. રે હો–તુંતો

મારા ખેતરમાં કારંગડી પાચ્ચી,
ને તેની તે લાંબી લાંબી લુમો.
મારા છેતરમાં છાનો માનો આવજે,
રખેને પાડતો ળુમો. રે હો-તુંતો

કરહણીયારે મને હેતે કરીને,
દાડી દાડી દરહણ દેજે.
નંદ કુવરીયાં વેલો પધારજે:
જોઇએ તે માગી લેજે

## આરતી.

જય રાધા રમણા પ્રભુ જય રાધા રમણા;
કુંજ બીહારી દયાળુ (૨) જન પાતક હરતા જય રાધા૦
શ્રી રણછોડ રાયા મોહન વનમાળી પ્રભુ૦
મન મંદીરમાં વસિયા (૨) વસતાં સુખકારી જય રાધા૦
ગોવરધન તોળ્યો, ગોકુળનેતારી. પ્રભુ૦
ઇન્દ્રનો ગર્વ ઉતાર્યો (૨) જય જય ગીરધારી જય રાધા૦
કમળ નયન શ્રીપતી, પુરસોતમ પ્યારી. પ્રભુ૦
નટવર નંદ દુલારા (૨) જય જય રઢીયાળા જય રાધા૦
શસ્ત્ર ફેણુ રાજે ત્રીભોવન ત્રીપુરારી પ્રભુ૦
શ્રા ધારી મોરારી (૨)જય મોરલીવાલા જય રાધા૦

# સાખીયો

રામચંદ્ર મુખ ચંદ્ર છબી, લોચન ચારૂ ચકોર;
કરત પાલ સાદર સકલ પ્રેમ પ્રબોધ બહુથોર. સીયા૦
મેરે તો તુમ એક હો, તુમારે ઓર અનેક
સરોવર હંસા બોત હે, હંસા સરોવર એક સીયા૦
જીન પાયનકી પાદુકા ભરત રહે મન લાય;
તે પદ આજ બીલોકીહૈ. ઈન નયનઅબ જાય. સીયા
દીખરાવ માતા હી નીજ, અદભુત રૂપ અખંડ;
રોમ, રોમ પતિ રાજ હી, કોટી કોટી બ્રહ્માડ સીયા૦
જગ કારણુત તારણુ ભવહી, બંજન ભરણી ભાર;
કી તુમ અખીલ પતિ, લીન્હ મનુજ અવતાર સાખી૦
કામી નારી પ્યારી જીમી, લોભીત પ્રીય જીમી દાત;
નીમી રઘુ નાથ નીરંતર, પ્રીય લાગો મોહે રામ સીયા૦
રામ નામ નર કેસરી, કનક કેસ્યપ કેરી દાલ
મુખ પવિત્ર કબ હોગા જન ભજલે સીતારામ. સીયા૦
વય કિશોર સુખમાં સદન, શ્યામ ગીરી સુખ ધામ:
અંગ અંગ પર વારીએ કોટી કોટી સતકામ સીયા૦
રામ નગરી સુખ પાવતી, સરજુ ગંગકે તીર,
અચળ રાજ મહા રાજ કું. ચોકી હનુમંત વીર સીયા૦
કોટી કલ્પ કોશી વસે, મથુરા કલ્પ હજાર
એક નિમિશ સરજુ વસેં, તુલસી તુલે તુવીર, સીયા૦

રામદાસ વિનતી કરે, પ્રભુ છોં ગરીબ નીવાજ;
દીન દયાલા રાખજો, અરજદારની લાજ.

---

## ૫૬

હરિ ભજ્યાનું ટાણું, આછે રામ ભજ્યાનું ટાણું
આછે કૃષ્ણ ભજ્યાનું ટાણું.
ભુલ્યા શીદ ભમોછો રે આછે હરિ ભજયાનુ. ટાણુ
હરતાં ને ફરતાં હરિ ન સમર્યા, શું બેસે- નાણું.
વહાલા શું બેસેછે નાણું,
સમી વાંજના સુઇ રહ્યા છો હમણાં વહાશે વાણું. ભુલ્યા૦
ડાલે રે ડાલે ભરીએ ભરીએ, માયા મોટું માણું,
વહાલા માયા મોટું માણું.
ઓચિંતો આવીને પકડશે, પડયુ રહેશે કરીયાણુ, ભુલ્યા
માથે આવ્યું નહિ, મટે, વહાલા ઘુઘટમાં ઘેરાણુ,
વહાલા ઘુઘટમાં ઘેરાણુ;
બળકરી બોલાશે નહિ, જ્યારે બેહુ જમનું થાણું. ભુલ્યા
દિક્ષા વિના કયાંથી પામો. વહાલા એ વાતો હુજાણુ;
વહાલા એ વાતોહુ જાણું;
ગોવિદ રામ અલિયા સમર્કા, ઉલાં નથી ઠેકાણું. ભુલ્યા

## કીર્તન ૨૯ મું.

આરે કલજુગના માનવી, મુખે કીર્તન ગાવેજી
કહેણી છે પણ રહેણી નથી, તેમાં શું ફળ પાવેજી —આરે•
કંઠી રે બાંધી કાષ્ટની, તાલ મૃદંગ બજાવેજી
ભેદ ન જાણે ભજનનો જુઠી ભક્તિ ચલાવેજી —આરે૰
ભગવાં રે રંગે લુગડાં, અંગ ભભૂતી લગાવેજી
રંગ ન જાણે અલખનો, રૂપ આપનું બનાવેજી —આરે૰
ધૂણીરે તાપે ધૂપમાં, શીષ તીલક લગાવેજી:
હરથી તો હેત કરે નહી, અબધૂત કહાવેજી —આરે૰
સુનમા સુનમા તે ધામ છે, ત્યાં કોઈ વીરલા જાવેજી
પીડ બ્રાહ્મણ ફોડીકરી, સુરતા આગી ચલાવેજી —આરે•
પ્રેમ રસ જે કોઈ પીએ મનમગન હો જાવેજી

## કીર્તન ૩૦ મું.

## ત્યાં કોઇ નથી તારૂ

સમજ મેરા રે વહાં કોઇ નહી તેરા
કયું ગફલત મે કેહતા હે તૂ નાહક મેરા મેરા —સમજ•
દુનીઆસે મત પ્રીત લગાના આખર હે મરના
બાપ ભાઇ ઓર લડકા લડકી ઓરત કુટુંબ કબીલા.
દોસ્ત આના સબ દુનીયાકે કયું ગફલતમેં ઘેરા —સમજ૰
મહેલ જરૂખા કામ નહી આવે સાહેબકી દરગામેં
એક દીન એસા આવેગા બંદા હોગા જંગલ ડેરા —સમજ•

ખાઓ પીઓ ઓર ખર્ચો પ્યારે ધર્મ પુન કુચ કરલો
સંગ તમારે હોય ઉજાલા આગે રસ્તે અંધેરા —સમજ૦
હાની તૂમ વેપારકુ આયે કુચતો સોદા કરલે
જબ મુડીમે ખોટ પડેગી ફોગટ જાયગા ફેરા —સમજ૦
હર હર દમકે અંદર સંતો ઉસ્કા દમહી ભરલે
સમજણુ હોયતો સમજલે પ્યારે મે સમજાવુ કેતા —સમજ૦
આગે રસ્તે ખોત કઠીણુ હે ચેતા સોનર જીતા
કયું ગફલતમેં સુતા ગ્નાની હજુ નહી તૂ ચેતા —સમજ૦
ખીસા તેરા હેગા ખાલી દામ નહી સંગ ધરતા
કારજ હાર તૂ હેગા બંદે થોડા તો સંગ લેજા —સમજ૦
બીના દામકે દોનુ જગતમાં કોઇ કાજ નહી સરત
પીડ પરાઇ કાયકો કરના અપની આપ સમજના —સમજ૦
નાવ પુરાની હેગી તેરી ભાર ખોતહે ભરતા
ઇશ્વરકે દરબારમે તૂજકો હીસાબ દેને જાના —સમજ૦
ગ્નાની તૂમહર શ્વાસકે અંદર રામ નામ સમરના

---

## કીર્તન ૩૧ મું.

હરી ભજન વીના સુખ નાહીરે,
નર કયો બીરથા ભડકાઇ એ —હરી ભજન૦
મનકી મેલન જાઇએ રે,
કાસી ગયા દ્વારીકા જાવે:
ચાર ધામ તીરથ ફરી આવે,

મનકા મેલ ન જાઇરે — હરી ભજન•

છાપ તીલક બહું ભાત લગાવે,

શીરપર જટા વીભૂતી રમાયે:

હીરદે શાંતી ના આઇરે —હરી ભજન॰

## એકયતાનુ અંગ

અલખ ઇલાહી એક હે નામ ધરાયા દોય

કહે કબીર દો નામ સુની ભરમિ પરોમતીકોય

સ- કબીર સાહેબ કોઇ વસ્તુમાં અદ્વૈતપણું રાખતા ન હોતા ધર્મ સબંધમાં પણ તેમનું અદ્વૈત રૂપે જ હતું. હીંદુ મુસલમાન ગમે તે ધર્મ હોય તો પણ તેમનું માનવું તો ઐકયપણુ નું હતું તોપણ તેમના મત પ્રમાણે કેન્દ્ર પરમાત્મા છે. હીદું લોકો રામ કૃષ્ણ પરમાત્મા ઇશ્વર બ્રહ્મ નિરંજન અલખ વીગેરે જુદાજુદા નામ આપે છે. મુસલમાન અલ્લાહ કહે છે, ગમેતે ધર્મમાં જોશોતો પરમેશ્વર એકજ છે.

રામ રહીમા એક હે નામ ધરાયા દોય,

કહે કબીર દો નામ સુની ભરમી પરો મતી કોય.

રામ અને રહીમ તે બે એકજ છે માત્ર નામજ જુદા પડયા છે માટે આ બે નામ સાંભળી કોઇ ભરમમાં ભડતા નહી તેમ ભરમાતા નહી

કૃષ્ણ કરીમ એક હે નામ ધરાયા દોય

કહે કબીર દો નામી સુની ભરમી પરોમતીકોય.

કૃષ્ણ અને કરીમ એકજ છે માટે નામ જુદા છે તો કોઇ ભરમાતા નહી.

## કીર્તન ૩૨ મું

નારાયણ જીનકે હિરદેમેં,
સો કછુ કર્મ કરે ન કરે રે. ટેક.
નાવ મીલી જિસંકા જલ અંદર,
બાહુસે નીર તરે ન તરે રે. (૧)
પારસમણી જીનકે ઘર માંહી,
સો ધન સંચ ધરે ન ધરે રે. (૨)
સુરજંકા પરકાશ ભયો જગ,
દીપકી જોત જરે ન જરે રે. (૩)
બ્રહ્માનંદ રૂપ જીન જાનો,
કાશીમેં જાય મરે ન મરે રે. (૪)

## કીતર્ન ૩૩ મું.

શંકર તેરી જટામેં, ભાતી હૈ ગંગ ધારા
કાલી ઘટાકે અંદર, જિમ દામિની ઉજારા. ટેક.
ગલ મુંડ માલ રાજે, શાશી ભાલમેં બીરાજે.
ડમરૂ નિનાદ બાજે, કરમેં ત્રિશૂલ ભારા. (૧)
દગ તીન તેજ રાશી, કટિબંધ નાગ ફાંસી.
ગિરિજા હૈ રંગદાસી, સબ વિશ્વકે આધારા. (૨)
મૃગ ચર્મ વસન ધારી, વૃષ રાજપે સવારી.
નિજ ભક્ત દુઃખ હારી, કૈલાસમેં બિહારા. (૩)
શિવનામ જો ઉચારે, સબ પાપ દોષ હારે.
બ્રહ્માનંદના વિસારે, ભવસિંધુ પાર તારા (૪)

## કીર્તન ૩૪ મું.

પ્રીતકી રીત, ન જા ને સખી વોનો,
નંદકો બાલક સાંવરીયા.

જમુના તટ જાયકે ગાય ચરાય, બજાયકે બંસરી ગાવત હૈ,
સખીયાં સંગ કેલી કલોલ કરે, દધી લુટત ખેલત ફાગરીયા. (૧)
સંગ લેકર ગ્વાલન બાલ ઘને મગ રોકતહૈ વ્રજ નારિનકો,
તનસે ચુનરી પટકો ઝટકે, સિરસે પટકે જલ ગાગરિયા. (૨)
બંદરા વનકી ઘન કુંજનમેં મિલ, ગોપીનકે, સંગ રાસ કરે.
પગ નૂપર કી ધુન બાજ રહી, નિત નાચતહૈ નટ નાગરીયા (૩)
નિજ ભકતનકે હિતકાર પ્રભુ, વ્રજમંડળ બીચ બીહાર કરે
બ્રહ્મા નંદન રૂપકો જાન સકે, બહુ બાત બનાવત બાબરિયાં. (૪)

## કીર્તન ૩૫ મું.

જાગરે નર જાગ પ્યારે, અબતો ગાફિલ જાગરે. ટેક.
સ્વપન જૈસી જન રચના, ખિલા દુનિયાં બાગરે,
દેખતે મુરઝાય જાવે કયા કરતહૈ રાગરે. (૧)
કામ ક્રોધ હંકાર તૃષ્ણા સંગ ઈનકો ત્યાગરે,
ધ્યાન ધર જગદીશકા, નિત મોડ મનકી વાગરે. (૨)
જાલ માયાકા બિછાહૈ, દુર ઇસનું ભાગરે,
જનલે નીજરૂપ તેરો, ગુરૂ ચરણ અનુરાગરે. (૩)
નામ સમ કલીકાલમેં, નહિ દાન જપ તપ યોગરે,
બ્રહ્માનંદ ભજન બિના સબ વ્યર્થ ગોગ વિરાગરે. (૪)

## કીર્તન ૩૬ મું.

ગાફીલ તું સોચ મનમેં, હરિનામ કયાં બિસારા,
સુનતા નહીં બજે હૈ, સિર કાલકા નગારા. ટેક.
જોબન ભરી હૈ નારી, દિલકો લગે પિયારી,
જબ મોતકી તીયારી, તુઝસે કરે કિનારા. (૧)
ઘર માલ ધન ખજાના, સંગમેં કોઈ ન જાના,
કયાં દેખકે લુભાના, સબ જૂઠ હૈ પસારા. (૨)
સુંદર હૈ દેહ તેરી, હોવે ભસમકી ઢેરી,
પલકી લગે ન દેરી, વિરથા કરે બિચાર. (૩)
માયાકે જાલમાંહી: મૂરખ રહા ફસાઇ
બ્રહ્માનંદ મોક્ષ પાઈ, હરિચણરકો સહારા. (૪)

## કીર્તન ૩૭ મું.

મારી નાડ તમારે હાથે હરિ સંભાળજો રે,
મુજને પોતાનો જાણીને પ્રભુપદ પાળજો રે. ટેક.
પથ્યા પથ્ય નથી સમજાતું, દુઃખ સદૈવ રહે ઉભરાતું.
મને હશે શું થાતું નાથ નિહાળજો રે. (૧)
અનાદિ આપ વૈદ્ય છો સાચા, કોઇ ઉપાય વિષે નહિ કાચા,
દિવસ રહ્યા છે ટાંચા, વેળા વાળજો રે. (૨)
વિશ્વેંવર શું હજી વિસારો, બાજી હાથ છતાં કાં હારો,
મહા મુંઝારો મારો, નટવર ટાળજો રે. (૩)
કેશવ હરિ મારૂં શું થાશે, ઘાણ વળ્યો શું ઘઢ ઘેરાશે,
લાજ તમારી જાશે, ભૂધર ભાળજો રે. (૪)

# કીર્તન ૩૮ મું.

ઓ વાંસલડી વેરણ થઇ લાગી રે વ્રજની નારને,
શું શોર કરે, જાતલડી તારીનું મન વિચારને. ટેક૦

તું તો જંગલ કાષ્ટ તણો કટકો, અલી તે પર આવડો શો લટકો,
રંગ રસિયે કીધો રંગ ચટકો. ઓ વાંસલડી૦

તુંને હ્હાન વર કરમાં રાખે, તું અધર તણો રસ નિત ચાખે,
તુંતો અમને દુઃખડાં બહુ દાખે. ઓ વાંસલડી૦

તું તો મોહનના મુખપર મ્હાલે, તુંજ વિના નાથને નવ ચાલે,
તુંતો શોકય થઇ અમને સાલે, ઓ વાંસલડી૦

તુંને હરિએ હાથ ગ્રહી લીધી, તુંને સૌમાં શિરોમણી કીધી,
ક્ષણ મુખથી નવ મૂકે વીલી. ઓ વાંસલડી૦

હું તુજને આવી નવ જાણુતી, નહિતો તુજ પર મહેર ન આણુતી,
તારાં ડાળ મૂળ સાહીને તાણુતી. ઓ વાંસલડી૦

દયા પ્રીતમની પૂરણ પ્યારી, તુંને અળગી નવ મૂકે ન્યારી,
તારો ભેદ ગુણ દીસે ભારી, ઓ વાંસલડી૦

# કીર્તન ૩૨ મું.

મ્હને ચાકર રાખોજી.
ગિરધારી લાલા ચાકર રાખોજી. ટેક૦

ચાકર રહસું, બાગ લગાશું, નિત ઉઠ દરશન પાશું.
વૃંદાવનકી કુંજ ગલનમેં, ગોવિંદ લીલા ગાશું. —૧

ચાકરીમેં દરશન પાઉં, સુમિરન પાઉં ખરચી.
ભાવ ભગતિ જાગીરી પાઉં, તીનો બાતા સરખી. —૨

મોર મુગટ પીતાંબર સોહે, ગલ બૈજંતી માલા.
વૃંદાવનમેં ધેનુ ચરાવે, મોહન મોરલી વાલા. —૩

ઉંચે ઉંચે મહલ બનાઉં, બિચબિચ રાખું વારી.
સાવરિયાંકે દરશન પાઉં, પહિર કુસુમ્બી સારી. —૪

જોગી આયા જોગ કરનકુ તપ કરને સંન્યાસી.
હરિ-ભજનકૂ સાધુ આવે, વૃંદાવનકે વાસી. —૫

મીરાં કહે પ્રભુ ગહિર ગંભીરા, હૃદે રહોજી ધીરા.
આધી રાત પ્રભુ દરસન દીન્હો જમુનાજી કે તીરા. —૬



